## કોઈ વાર છત્રીપલંગ

કોઈ વાર છત્રીપલંગ તો કોઈ વાર ભોંયપથારી.
કોઈ વાર ગાડીઘોડા તો કોઈ વાર પગપાળા.
કોઈ વાર હીરચીર તો કોઈ વાર ચીંથરાં.
કોઈ વાર રાજદરબાર તો કોઈ વાર વનવાસ.
કોઈ વાર લાડુપૂરી તો કોઈ વાર ખારી ઘેંસ.
કોઈ વાર ગાનતાન તો કોઈ વાર રોકકળ.
કોઈ વાર ધનધાન્ય તો કોઈ વાર ભૂખે હાલ.
કોઈ વાર અમૃતપાન તો કોઈ વાર હળાહળ.
કોઈ વાર ઢાલતલવાર તો કોઈ વાર હાથકડી.



શ્રી દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય

સંપાદકો : શ્રી ગિજુભાઈ અને તારાબહેન

**હાસ્યવિનોદ ગ્રંથમાળા**

•

# ગધેડું ને ઘોડું

લેખક
ગિજુભાઈ



આર. આર. શેઠની કંપની
પુસ્તક પ્રકાશક અને વિક્રેતા
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૪૦૦ ૦૦૨ : ગાંધી રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧.

પ્રકાશક
ભગતભાઈ ભુરાલાલ શેઠ
આર. આર. શેઠની કંપની
મુંબઈ–૪૦૦ ૦૦૨
અમદાવાદ–૩૮૦ ૦૦૧



પુનઃ સંપાદિત
પુનર્મુદ્રણ
જાન્યુઆરી ૧૯૮૨

પ્રત : ૧૧૫૦

સેટનું મૂલ્ય રૂા. ૧૬–૦૦
[ આઠ પુસ્તકો ]

મુદ્રક
જુગલદાસ સી. મહેતા
પ્રવીણ પ્રિન્ટરી
ભગતવાડી
સોનગઢ ૩૬૪ ૨૫૦

# ગધેડું ને ઘોડું

.ગા.

ગધેડાને ચાર પગ ને ઘોડાને ય ચાર નેવરે.
ગધેડાને એક પૂંછડી ને ઘોડાને ય એક પૂંછડી.
ગધેડાને બે કાન ને ઘોડાને ય બે કાન.
પણ ગધેડું ભૂંકે ને ઘોડું હણહણે.
પણ ગધેડે ભાર ભરે ને ઘોડે સ્વાર ચડે.
પણ ગધેડું ટાઢું ને ઘોડો તેજ.
પણ ગધેડાને ડીફું ને ઘોડાને સાન.
પણ ગધેડું કઢોર કહેવાય, ઘોડો નરઢોર કહેવાય.
આખરે ગધેડું તે ગધેડું ને ઘોડો તે ઘોડો.



## કાગડો ને કોયલ

 કાગડો કાળો ને કોયલ કાળી.
કાગડો પંખી ને કોયલ પંખી.
કાગડો પાંખાળો ને કોયલ પાંખાળી,
પણ કાગડો તે કાગડો ને કોયલ તે કોયલ.
કાગડો ઉકરડે ને કોયલ આંબે.
કાગડો કૌ કૌ કરે ને કોયલ કૂજે.
કાગડો કળકળે ને કોયલ ટહુકે.
કાગડો કરકરો ને કોયલ મીઠી.
કાગડાને સૌ ઉડાડે ને કોયલને સૌ સાંભળે.
કાગડો તે કાગડો ને કોયલ તે કોયલ.





## હંસ અને બગલો

હંસ ધોળો અને બગલો પણ ધોળો.
હંસ સરોવરે અને બગલો પણ સરોવરે.
હંસ બગલા જેવડો ને બગલો હંસ જેવડો.
હંસ સ્થિર બેસે અને બગલો સ્થિર બેસે.
હંસ મોતી ચરે અને બગલો માછલી વીણે.
હંસ સતભગત અને બગલો ઠગભગત.
હંસ માનસ-સર અને બગલો ઠાર ઠાર.
હંસ ઊંચ કુળ અને બગલો નીચ કુળ.
હંસ જળે રહે અને બગલો ય જળે રહે.
પણ હંસ તે હંસ અને બગલો તે બગલો.



## કૂતરો ને બિલાડી

કૂતરો ચોપગો ને બિલાડી ચોપગી.
કૂતરાને બે કાન ને બિલાડીને બે કાન,
કૂતરાને એક પૂંછ ને બિલાડીને એક પૂંછ.
કૂતરો શિકારી ને બિલાડી શિકારી.
કૂતરાને નહોર ને બિલાડીને નહોર.
કૂતરાનું ભસવું ને બિલાડીનું મ્યાંઉં.
કૂતરો ચોકી કરે ને બિલાડી આંટા મારે.
કૂતરો હાંકે ને બિલાડી ઘોરે.
કૂતરો હેતાળ ને બિલાડી ખિજાળ.
કૂતરો વાંસે દોડે ને બિલાડી આગળ ભાગે.





## શિયાળ અને કૂતરું

શિયાળ વસે સીમમાં ને કૂતરું વસે ગામમાં.
શિયાળની પૂંછડી જાડી ને કૂતરાની પાતળી.
શિયાળ કરે હી હી ને કૂતરું ભસે ભસભસ.
શિયાળને ભાવે શેરડી ને કૂતરાને ભાવે હાડકું.
શિયાળ પ્રાણી લુચ્ચું ને કૂતરું પ્રાણી વફાદાર.
શિયાળને ચાર પગ ને કૂતરાને ચાર પગ.
શિયાળને બે કાન ને કૂતરાને બે કાન.
શિયાળ શિકારી ને કૂતરું ય શિકારી.
શિયાળની બખોલ ને કૂતરાની યે બખોલ.
શિયાળ કૂતરા જેવડું ને કૂતરું શિયાળ જેવડું.



## ગાય અને ભેંશ

ગાયને બે શીંગડાં ને ભેંશને બે શીંગડાં
ગાયને એક પૂંછડું ને ભેંશને એક પૂંછડું.
ગાયને બે આંખો ને ભેંશને બે આંખો.
ગાયને ચાર પગ ને ભેંશને ચાર પગ.
ગાયનું દૂધ મીઠું ને ભેંશનું દૂધ મીઠું.
ગાયને મે' ન ગમે ને ભેંશને મે' બહુ ગમે.
ગાયનાં બચ્ચાં વાછડાં ને ભેંશનાં બચ્ચાં પાડાં.
ગાયને ગારો ન ગમે ને ભેંશ ગારે પડી રહે.
ગાય ભાંભરે ને ભેંશ રણુકે.
ગાય રંગે રાતીધોળી ને ભેંશ રંગે કાળીકાળી..



મે'=વરસાદ



## નાક અને કાન

નાક પાસે કાન ને કાન પાસે નાક.
'ન'ને કાનો 'ના'ને 'ક'ને કાનો 'કા'.
'ક'ને કાંઈ નહિ 'ક'ને 'ન'ને કાંઈ નહિ 'ન'.
એટલે છે 'નાક' ને એટલે છે 'કાન'.
નાકનું કામ નાકને ને કાનનું કામ કાનને
બે કાન વચ્ચે એક નાક ને એક નાક પડખે બે કાન.
નાક સૂંઘે ને કાન સાંભળે.
નાકને શરદી થાય ને કાનમાં ચાસકા આવે.
નાક કરો સાફ ને કાન કરો સાફ.



## ભાઈ અને બહેન

મારે એક ભાઈ છે ને મારે એક બહેન છે.
ભાઈનું નામ બચુભાઈ ને બહેનનું નામ જશીબેન
બચુભાઈ શામળો છે ને જશીબેન ગોરી છે.
બચુભાઈ મોટો છે ને જશીબેન નાની છે.
બચુભાઈ ઊંચો છે ને જશીબેન નીચી છે.
બચુભાઈ મોટો ભાઈ ને જશીબેન નાની બહેન.
બચુભાઈને બે બહેન ને જશીબેનને એક ભાઈ.
હું બચુભાઈની બહેન ને જશીબેનની યે બહેન.
મારું નામ મણિ છે ને હું સૌમાં વચલી છું.





## બબુ અને બાબી

બબુ સાત વરસની ને બાબી યે સાત વરસની.
બબુ જડીબેનની ને બાબી તારાબેનની.
બબુનું નામ બભડો ને બાબીનું નામ પભડો.
બબુ એટલે દિવ્યપ્રભા, બાબી એટલે પ્રભાવતી.
બબુ આવે બાલમંદિર ને બાબી આવે બાલમંદિર.
બબુ રોજ પાઠ વાંચે ને બાબી પણ પાઠ વાંચે.
બબુને ગમે જોવું ને બાબીને ગમે નાચવું.
બબુને ભાવે જમરૂખ ને બાબીને ભાવે કેળાં.
બબુને ભાવે અથાણું, બાબીને ભાવે ગળપાપડી.
બબુ ને બાબી ભાઈબંધ
ને બાબી ને બબુ ભાઈબંધ.



## આજ અને કાલ

આજ એટલે આજ ને કાલ એટલે કાલ.
આજ આપણી ને કાલ કોણ જાણે.
આજ હાથમાં અને કાલ કોણ જાણે.
આજ અત્યારે છે ને કાલ આવે ત્યારે.
આજે સૂર્ય ઊગ્યો છે ને કાલે ઊગે તો.
આજે પ્રકાશ છે અને કાલે હોય તો.
આજે રાજ છે અને કાલે હોય તો.
આજે લખપતિ અને કાલે ભિખારી.
આજ અમર છે અને કાલ શી ખબર.
આજ એટલે આજ અને કાલ એટલે કાલ.





## દિવસ અને રાત

દિવસે સૂર્ય ને રાતે ચાંદો.
દિવસે કામકાજ ને રાતે આરામ.
દિવસે દોડાદોડ ને રાતે પથારીમાં.
દિવસે ખાનપાન ને રાતે વિરામ.
દિવસે આવજા ને રાતે સોપો.
દિવસે ઘોંઘાટ ને રાતે શાંતિ.
દિવસે વસ્તી વસ્તી ને રાતે ખાલી.
દિવસે કલબલાટ ને રાતે ચૂપચાપ.
દિવસે ચણ ચણવી ને રાતે માળામાં.
દિવસે હો હો ને રાતે ઘોર ઘોર.



## સૂર્ય અને ચંદ્ર

સૂર્ય ઊગ્યો ને ચંદ્ર આથમ્યો.
સૂર્ય આથમે ને ચંદ્ર ઊગે.
સૂર્ય પૂર્વમાં ને ચંદ્ર પશ્ચિમે.
સૂર્ય પશ્ચિમે ને ચંદ્ર પૂર્વમાં.
સૂર્ય દિવસે ને ચંદ્ર રાતે;
સૂર્ય લાલ લાલ ને ચંદ્ર ધોળો ધોળો.
સૂર્ય ઊનો ઊનો ને ચંદ્ર શીળો શીળો.
સૂર્ય ઘણો મોટો ને ચંદ્ર સાવ નાનો.
સૂર્ય ગોળ રોજનો ને ચંદ્ર ગોળ પૂનમનો.
સૂર્યતેજ અકળાવે ને ચંદ્રકિરણ શાંતિ આપે.





## હાથી અને કીડી

હાથી ડુંગર જેવડો, કીડી કણ જેવડી.
હાથ હારો ખાય, કીડી કણ ખાય.
હાથી ધમધમ, કીડી દડદડ.
હાથી ધીમી ચાલ, કીડી ઉતાવળી.
હાથી આભઊંચો, કીડી ધરતી સરસી.
હાથી ડોલમડોલ, કીડી દોડમદોડ.
હાથી ખડ ખાય, કીડી કણ ખાય.
હાથી માનપાન, કીડી કોણ માત્ર.
હાથી રાજાઘેર, કીડી ઘેરઘેર.
ક્યાં કુંજર ને ક્યાં કીડી !



---
કુંજર=હાથી

## ઉનાળો અને શિયાળો

ઉનાળે તાપ પડે ને શિયાળે ઠંડી પડે.
ઉનાળે લૂ વાય ને શિયાળે ભૂર વાય.
ઉનાળે ઝીણાં કપડાં ને શિયાળે ગરમ કપડાં.
ઉનાળે ઘામ થાય ને શિયાળે ટાઢ વાય.
ઉનાળે પંખો ને શિયાળે સગડી.
ઉનાળે શરબત ને શિયાળે કાવો.
ઉનાળે લાંબો દિવસ ને શિયાળે ટૂંકો દિવસ.
ઉનાળે ટૂંકી રાત ને શિયાળે લાંબી રાત.
ઉનાળે કેરીટાણું ને શિયાળે બોરટાણું.
ઉનાળે અગાસીમાં ને શિયાળે ગોદડામાં.





## શું કરશો ?

શું ખાશો ? પેંડા કે ઘી રોટલો ?
શું પીશો ? ચા કે દૂધ ?
શું પહેરશો ? ચીર કે ખાદી ?
શું જોઈશે ? પૈસા કે પુસ્તક ?
શું કરશો ? આળસ કે કામકાજ ?
શું ગમશે ? ગંદું કે ચોખ્ખું ?
શું ભાવે ? કડવું કે મીઠું ?
શું સૂંઘશો ? ધતૂરો કે ગુલાબ ?
શું લખું ? ગાળાગાળ કે રામનામ ?
શું થશો ? ખેપાની કે વેપારી ?



# સઈ અને મોચી

સઈની સાંજ ને મોચીનું વહાણું.
સઈ સીવે લૂગડાં ને મોચી સીવે ચામડાં.
સઈ કરે પોલકાં ને મોચી કરે જોડા.
સઈની સોય ને મોચીની આર.
સઈની કાતર ને મોચીની રાંપી.
સઈ સીવે દિવસે ને મોચી સીવે રાતે.
સઈનો ગજ ને મોચીનું ઓઠું.
સઈ માપે શરીર ને મોચી માપે પગ.
સઈનો દીકરો સઈ ને મોચીનો દીકરો મોચી.
સઈની વહુ સઇયણ ને મોચીની વહુ મોચણ.





# આગળ અને પાછળ

દુ:ખ પાછળ સુખ ને સુખ પાછળ દુ:ખ.
તડકા પાછળ છાંયો ને છાંયા પાછળ તડકો.
રાત પાછળ દિવસ ને દિવસ પાછળ રાત.
ટાઢ પાછળ તડકો ને તડકા પાછળ ટાઢ.
અંધારા પાછળ અજવાળું
ને અજવાળા પાછળ અંધારું.
ચડતી પાછળ પડતી ને પડતી પાછળ ચડતી.
ઊંઘ પાછળ જાગવું ને જાગ્યા પાછળ ઊંઘવું.
કામ પાછળ આરામ ને આરામ પાછળ કામ.
ઊંચા પાછળ નીચું ને નીચા પાછળ ઊંચું.
ભોજન પાછળ ભૂખ ને ભૂખ પાછળ ભોજન.



## વાણિયો અને બ્રાહ્મણ

વાણિયો વેપાર કરે ને બ્રાહ્મણ વેદ ભણે.
વાણિયો પરદેશ ખેડે ને બ્રાહ્મણ વિદ્યા મેળવે.
વાણિયો વણજારે ને બ્રાહ્મણ કાશીએ.
વાણિયો ધન કરે ને બ્રાહ્મણ ધ્યાન કરે.
વાણિયાનો ચોપડો ને બ્રાહ્મણની પોથી.
વાણિયો બજારે ને બ્રાહ્મણ મંદિરે.
વાણિયે કારભારાં ને બ્રાહ્મણે યજ્ઞયાગ.
વાણિયો હવેલીએ ને બ્રાહ્મણ આશ્રમે.
વાણિયો ગાદી પર ને બ્રાહ્મણ મૃગાસને.





## રામ અને કૃષ્ણ

રામ દશરથના ને કૃષ્ણ વસુદેવના.
રામમાતા કૌશલ્યા ને કૃષ્ણમાતા દેવકી.
રામ-ભાઈ લક્ષ્મણ ને કૃષ્ણ-ભાઈ હળધર.
રામને એક સીતાજી ને કૃષ્ણને એક રાધાજી.
રામને પૂજે શબરી ને કૃષ્ણને પૂજે કુબ્જા.
રામનું રામાયણ ને કૃષ્ણનું ભાગવત.
રામે રાવણ માર્યો ને કૃષ્ણે કંસ માર્યો.
રામ અયોધ્યાના ને કૃષ્ણ મથુરાના.
રામનવમી રામની ને જન્માષ્ટમી કૃષ્ણની.
રામ રામ સીતારામ ને કૃષ્ણ કૃષ્ણ રાધેકૃષ્ણ.



## શ્રીકૃષ્ણ અને સુદામો

શ્રીકૃષ્ણ ક્ષત્રિય ને સુદામો બ્રાહ્મણ.
શ્રીકૃષ્ણ રાજા ને સુદામો ગરીબ.
શ્રીકૃષ્ણ દ્વારકામાં ને સુદામો પુરીમાં.
શ્રીકૃષ્ણને પીતાંબરી ને સુદામાને પોતડી.
શ્રીકૃષ્ણને મોરપીંછ ને સુદામાને ટાલ.
શ્રીકૃષ્ણને ધનભંડાર ને સુદામાને ભૂખ.
શ્રીકૃષ્ણ રાજ કરે ને સુદામો ભણાવે.
શ્રીકૃષ્ણને રાજમહેલ ને સુદામાને ઝૂંપડી.
શ્રીકૃષ્ણ હૃષ્ટપુષ્ટ ને સુદામો દૂબળો.
શ્રીકૃષ્ણ અક્કડ ફક્કડ ને સુદામો મડિયલ.
કૃષ્ણસુદામો ભાઇબંધ ને સુદામોકૃષ્ણ ભાઇબંધ.

☆

હૃષ્ટપૃષ્ટ=જાડા



## રાજા અને રાણી

રાજનો ધણી રાજા ને ઘરનો ધણી રાણી.
રાજનો તાજ રાજા ને ઘરનો તાજ રાણી.
રાજનો રાય રાજા ને ઘરનો રાય રાણી.
રાજનો નાથ રાજા ને ઘરનો નાથ રાણી.
રાજા હોઈને રાજ ને રાણી હોઈને ઘર.
રાજકાજે રાજા ને ઘરકાજે રાણી.
રાજાનું રાજ છે ને રાણીનું ઘર છે.
રાજાની રાણી ને રાણીનો રાજા.
રાજા કહે તે રાણી કરે ને રાણી કહે તે રાજા કરે.

☆

## જે ગમે તે

જે ગમે તે સૂંઘો, ગુલાબ અથવા ડોલર.
જ્યાં ગમે ત્યાં બેસો, ખુરશી અથવા બાંક પર.
જે ગમે તે જુઓ, પીછું અથવા છીપલી.
જ્યાં ગમે ત્યાં રમો, ઘરમાં અથવા બહાર.
જે ગમે તે લ્યો, પેન અથવા પેન્સિલ.
જ્યાં ગમે ત્યાં ચડો, લીમડે અથવા પીંપળે
જે ગમે તે ખાઓ, શીંગ અથવા બોર.
જ્યાં ગમે ત્યાં કૂદો, અહીં અથવા પણે.
જે ગમે તે વાંચો, 'ગધેડું' કે 'ગોપીચંદ.'
જ્યાં ગમે ત્યાં નાચો, ફળીમાં અગર શેરીમાં.
જે ગમે તે લખો, કાગળ અથવા વાર્તા.





## કાં તો

કાં તો ઊભા રહો ને કાં તો બેસી જાઓ.
કાં તો લખો ને કાં તો વાંચો.
કાં તો વાળો ને કાં તો લૂછો.
કાં તો ઘોડે બેસો ને કાં તો ગધેડે બેસો.
કાં તો તમે વાત કહો ને કાં તો અમે કહીએ.
કાં તો તમે પાણી આપો ને કાં તો અમે આપીએ.
કાં તો ખાઈ જાઓ ને કાં તો અમે ખાઈએ.
કાં તો હઠી જાઓ ને કાં તો અમે હઠીએ.
કાં તો તમે સૂઈ જાઓ ને કાં તો અમે સૂઈએ.



## એક બાજુ

એક બાજુ જમણી આંખ ને બીજી બાજુ ડાબી.
એક બાજુ સિંહ ને બીજી બાજુ હાથી.
એક બાજુ ગંગા ને બીજી બાજુ જમના.
એક બાજુ ભાઈ ને બીજી બાજુ બ્હેન.
એક બાજુ બા ને બીજી બાજુ બાપા.
એક બાજુ વડલો ને બીજી બાજુ આંબો.
એક બાજુ શિવ ને બીજી બાજુ વિષ્ણુ.
એક બાજુ અર્જુન ને બીજી બાજુ ભીષ્મ.






## જ્યાં ને ત્યાં

જ્યાં ફૂલ ત્યાં ભમરા.
જ્યાં મધ ત્યાં માખી.
જ્યાં દામ ત્યાં હામ.
જ્યાં રામ ત્યાં કામ.
જ્યાં ભક્તિ ત્યાં મુક્તિ.
જ્યાં દાનત ત્યાં બરકત.
જ્યાં સંપ ત્યાં જંપ.
જ્યાં હિંમત ત્યાં જીત.
જ્યાં ડર ત્યાં હાર.
જ્યાં શિવ ત્યાં પાર્વતી.
જ્યાં રામ ત્યાં સીતા.
જ્યાં વિષ્ણુ ત્યાં લક્ષ્મી.



## જ્યાં ને ત્યાં

જ્યાં આજ ત્યાં કાલ.
જ્યાં ઝાડ ત્યાં મૂળ.
જ્યાં રાત ત્યાં અંધારું.
જ્યાં દિવસ ત્યાં અજવાળું.
જ્યાં ચાંદો ત્યાં ચાંદની.
જ્યાં ભૂખ ત્યાં દુઃખ.
જ્યાં દર્દ ત્યાં દવા.
જ્યાં ધર્મ ત્યાં જય.
જ્યાં મે' ત્યાં ગારો.
જ્યાં સંપ ત્યાં જંપ.
જ્યાં કુસંપ ત્યાં કલેશ.





## કોણ તમે ?

કોણ તમે, મુસલમાન કે હિંદુ?
કોણ તમે, પારસી કે શીખ?
કોણ તમે, યહૂદી કે ખ્રિસ્તી?
કોણ તમે, બૌદ્ધ કે જૈન ?
કોણ તમે, કાઠિયાવાડી કે ગુજરાતી?
કોણ તમે, મહારાષ્ટ્રી કે બંગાળી ?
કોણ તમે, મદ્રાસી કે પંજાબી ?
કોણ તમે, કાશ્મીરી કે સિંધી ?
કોણ તમે, દેશી કે પરદેશી ?
કોણ તમે, રાજા કે રંક ?
કોણ તમે, બ્રાહ્મણ કે કુંભાર ?



## ક્યાં ને ક્યાં

ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી.
ક્યાં લંકા ને ક્યાં ઘોઘા.
ક્યાં સાગર ને ક્યાં વીરડો.
ક્યાં રાય ને ક્યાં રંક.
ક્યાં સૂરજ ને ક્યાં મારી દીવી.
ક્યાં સિંહ અને ક્યાં શિયાળ.
ક્યાં સોનું ને ક્યાં કથીર.
ક્યાં હંસ ને ક્યાં કાગડો.
ક્યાં હિમાલય ને ક્યાં ટેકરો.
ક્યાં સાચ ને ક્યાં જૂઠ.





## ઊંચે અને નીચે

ઊંચે ઊંચે આભ છે, નીચે નીચે ધરતી છે.
ઊંચે ઊંચે વાદળો છે, નીચે નીચે છાયા છે.
ઊંચે ઊંચે તારા છે, નીચે નીચે તેજ છે.
ઊંચે ઊંચે સૂરજ છે, નીચે નીચે તડકો છે.
ઊંચે ઊંચે ચાંદો છે, નીચે નીચે ચાંદની છે.
ઊંચે ઊંચે ગરુડ છે, નીચે નીચે ચકલી છે.
ઊંચે ઊંચે દેવ છે, નીચે નીચે માણસ છે.
ઊંચે ઊંચે વીજ છે, નીચે નીચે ચળકે છે.
ઊંચે ઊંચે ગાજે છે, નીચે નીચે વરસે છે.
ઊંચે ઊંચે આભ છે, નીચે નીચે ધરતી છે.



## તારું સ્મરણ

ખાતાં ને પીતા તારું એક સ્મરણ કરું.
બેસતાં ને ઊઠતાં તારું એક સ્મરણ કરું.
લખતાં ને વાંચતાં તારું એક સ્મરણ કરું.
હરતાં ને ફરતાં તારું એક સ્મરણ કરું.
જાગતાં ને ઊંઘતાં તારું એક સ્મરણ કરું.
અંદર ને બહાર તારું એક સ્મરણ કરું.
જીવતાં ને મરતાં તારું એક સ્મરણ કરું.
રાજ અને પાટે તારું એક સ્મરણ કરું.
વાટે અને ઘાટે તારું એક સ્મરણ કરું.
ઘેર અને બહાર તારું એક સ્મરણ કરું.
દિવસ અને રાત તારું એક સ્મરણ કરું.
સવાર અને સાંજ તારું એક સ્મરણ કરું.





## ન ભૂલતા

બધું તમે ભૂલી જાઓ, એક બાને ન ભૂલતા.
બધું તમે ભૂલી જાઓ, એક બાપાને ન ભૂલતા.
બધું તમે ભૂલી જાઓ, એક બહેનને ન ભૂલતા.
બધું તમે ભૂલી જાઓ, એક ભાઈને ન ભૂલતા.
બધું તમે ભૂલી જાઓ, એક દોસ્તને ન ભૂલતા.
બધું તમે ભૂલી જાઓ, એક ઘરને ન ભૂલતા.
બધું તમે ભૂલી જાઓ, એક દેશને ન ભૂલતા.
બધું તમે ભૂલી જાઓ, એક ખુદાને ન ભૂલતા.
બધું તમે ભૂલી જાઓ, એક સાચને ન ભૂલતા.



# ભલે હું રાજા થાઉં

ભલે હું રાજા થાઉં તોપણ મને ઘર વહાલું.
ભલે હું રાણી થાઉં તોપણ મને ઘર વહાલું.
ભલે હું ગામતરે જાઉં તોપણ મને ઘર વહાલું.
ભલે હું દેશ જાઉં તોપણ મને ઘર વહાલું.
ભલે હું પરદેશ જાઉં તોપણ મને ઘર વહાલું.
ભલે હું રણમાં હોઉં તોપણ મને ઘર વહાલું.
ભલે હું વનમાં હોઉં તોપણ મને ઘર વહાલું.
ભલે હું નાનો છું તોપણ મને ઘર વહાલું.
ભલે હું ઘરડો થઇશ તોપણ મને ઘર વહાલું.





# તોપણ હું નહિ ડરું

ભલે મને ગાળ દે તોપણ હું નહિ ડરું.
ભલે મને ડર દે તોપણ હું નહિ ડરું.
ભલે મને બાંધી લે તોપણ હું નહિ ડરું.
ભલે મને કેદ કરે તોપણ હું નહિ ડરું.
ભલે મને પછાડે તોપણ હું નહિ ડરું.
ભલે મને ઢસરડે તોપણ હું નહિ ડરું.
ભલે મને ઊંધો ટાંગે તોપણ હું નહિ ડરું.
ભલે મને દઝાડે તોપણ હું નહિ ડરું.
ભલે મને કાંધ મારે તોપણ હું નહિ ડરું.



## જેને તમે રહીમ કહો

જેને તમે રહીમ કહો તેને અમે રામ કહીએ.
જેને તમે ખુદા કહો તેને અમે પ્રભુ કહીએ.
જેને તમે પીર કહો તેને અમે સંત કહીએ.
જેને તમે પયગંબર કહો તેને અમે અવતાર કહીએ.
જેને તમે ફકીર કહો તેને અમે સાધુ કહીએ.
જેને તમે મસ્જિદ કહો તેને અમે મંદિર કહીએ.
જેને તમે નમાઝ કહો તેને અમે સંધ્યા કહીએ.
જેને તમે કુરાન કહો તેને અમે ગીતા કહીએ.
જેને તમે પાક કહો તેને અમે પવિત્ર કહીએ.
તમે તમને મુસલમાન કહો,
અમે અમને હિંદુ કહીએ.





## જ્યારે ત્યારે

જ્યારે લોકોએ ગાળ દીધી ત્યારે તેણે હાસ્ય કર્યું.
જ્યારે લોકોએ પથ્થર માર્યા ત્યારે તેણે ફૂલ ધર્યાં.
જ્યારે લોકોએ બેડી નાખી ત્યારે તેણે સહી લીધી.
જ્યારે લોકોએ લાત મારી ત્યારે તેણે ગાલ ધર્યો.
જ્યારે લોકોએ લઈ લીધું ત્યારે તેણે વધુ દીધું.
જ્યારે લોકોએ નહિ માન્યું ત્યારે તેણે માન રાખ્યું.
જ્યારે લોકોએ ન ગણકાર્યું ત્યારે તેણે સ્વીકાર્યું.
જ્યારે લોકોએ હિસકાર્યું ત્યારે તેણે સ્વીકાર્યું.
જ્યારે લોકોએ ક્રોધ કર્યો ત્યારે તેણે શાંતિ રાખી.
જ્યારે લોકોએ જાન લીધો ત્યારે તેણે માફ કર્યું.

